# મરેઠી ઉપરથી ગુજરાતીમા



સંવત ૧૯૭૦

—०:-:•—

સન ૧૯૧૪

છપાવી પ્રગટ કરનાર :

આ પુસ્તક નં ૩૧૮-૩૨૨ કાલબાદેવીરોડ મુંબઈ
મરાઠામિત્ર પ્રિન્ટીંગ પ્રેસમાં ગોપાળ દાજીબા દળવી
એ છાપ્યું અને ઠકર ત્રીકમદાસ હીરજી પલાણ કચ્છ
વાંકુવાળા એવણે મુંબઈ માંડવી દાણા બંદર
મુકામે હીરજી ગોવિંદજીના ઘેરમાં
પ્રસિદ્ધ કર્યું.

---

શ્રી ઘણું પવિત્ર એવો વૈદર્ભ દેશ હતો, તેમાં
નામનું એક શેહેર હતું; આ શેહેરમાં મોટાં મોટાં
હતાં તેવાં ત્રણ ભુવનમાં પણ ન મળે. ૧ ત્યાં એક વ
સ્થળે [illegible] અને પાર્વતી બંને દેરામાં આવ્યાં ને કે
હજ મુકામ કરયો ૨ પાર્વતીજી ઠેકાણું મઝાનું જોઈ
જીને કેહેવા લાગ્યાં કે: મને એમ લાગે છે કે, સોગઠાં બાઝ
૩ પછી મહાદેવજીએ કહ્યું કે ઠીક, એમ કહીને રૂડે પ્રકારે દાવ
ત્યાં એક ત્રવેશ્વન પુજારી હતો તેને પાર્વતીજીએ કહ્યું. ૪ હે પુજારી
આ દાવ કોણ જીત્યું તે આ વખતે સાચું બોલ. ત્યારે પુજારી બોલ્યો
કે, શીવજી જીત્યા. ૫ પછી બીજો દાવ માંડ્યો, તે રમતાં પાર્વતી જીત્યાં
ત્યારે પણ માહાદેવ જીત્યા એમ પુજારીએ કહ્યું ત્યારે તેમણે પેલા
પુજારીને કહ્યું કે, તું જુઠું બોલ્યો માટે કોઢિયો થઈશ. ૬ હે પાપી તું
જુઠું બોલે છે, તે ફિતાવળો મારા શ્રાપને ગ્રહણ કર, તને બધે શરીરે
પત નીકળશે તેમાં વાર નહિ લાગે. ૭ પછી પુજારીને શ્રાપ દઈને, બંને
કૈલાશમાં ગયાં. પેલો પુજારી જુએ છે એટલામાં તેના શરીરની કાંતી
બદલાઈ. ૮ પુજારી મનમાં ફિકર કરે છે કે, આ કોઢ શી રીતે જશે-
થી મને ઘણું દુઃખ થાયછે, માટે એનો શો ઉપાય કરવો.
એક રૂપવંતી અપ્સરા મહાદેવ અને પાર્વતીની પુજ
ામાં આવી. ૧૦ તે અપ્સરાએ
ની રીતે થયા. ત્યારે પુજ

કે, મને પાવ તાજીઅ શ્રાપ દીધોછે. એમ બોતા બોતાં કહ્યું. ૧૧ તે સાંભળીને પેલી રૂપવંતી અપ્સરા બોલી કે, હે પુજારી તું ફીકર કરીશમાં. તું નકકીસોળ સોમવારનું વ્રત કરીશ તો તારી પીડા જશે. ૨૧ પછી તે પુજારિએ ઉઠીને હાથ જોડીને વિનંતી કરો કે, હે માતા એ વ્રત ઉતાવળાં બરાબર કહો. ૧૩ અપ્સરા કહે છે કે, તું સોમવારનું વ્રત કરઃ તે વ્રતના દહાડે સાયંકાલ સુધી ખાવું નહી. ૧૪ પછી તે દીવસે સાયંકાળે મહાદેવની પુજા કરવી. ધુપ, દીપ, નેવેદ્ય વગેરે સોલ પ્રકારના ઉપચાર વડે શંકરને પુજવા. ૧૫ પછી અર્ધો શેર લોટ લેવો ને તેની ત્રણ બાટીયો કરવી તે ભાંગીને તેમાં ઘી, ગોલ નાંખી લાડુ કરીને ખાવો પણ મીઠું (લુણ) ખાવું નહી. ૧૬ એ પ્રકારે સોળ સોમવારનું વ્રત બરાબર ચલાવવું, ને સોળ સોમવાર પુરા થાય ને સત્તરમો સોમવાર આવે ત્યારે. ૧૭ પાંચ શેર લોટ લેવો ને તેની બાટીયો કરીને ભાગી નાંખી તેમાં ઘી ગોળ નાંખી ચુરમું તૈયાર કરવું. ૧૮ તે ચુરમું દેરામાં લઈ જવું ને મહાદેવની પુજા કરીને તેમને તે વેળા ત્રીજા ભાગનું ચુરમું નૈવેદ્ય માટે મુકી દેવું. ૧૯ બીજો ભાગ દેવળના નોકર ચાકરને વેંચવો ને ત્રીજો ભાગ ઘેર લાવીને પોતાના કુટુંબ સાથે માન આદર સહીત જમવું. ૨૦ એ પ્રકારે અપ્સરા પુંજારીને કેહેછે કે તું આ વ્રત ધારણ કરીશ તો તારૂં કષ્ઠ જશે — સત્ય છે, સત્ય છે. ૨૧ એ પ્રકારે સાંભળી

તે વ્રત [illegible]

પેલા પુજારીને શ્રાપ દીધેલો તે પાર્વતીજીને યાદ આવ્યું ને ધીમે ધીમે તેના સામું જોયું તો તેને શરીરે કષ્ટ દીઠું નહી. ૨૪ ત્યારે પાર્વતીયે તે પુજારીને પુછયુ કે તારા કોઢ શી રીતે મટી ગયા ? પુજારી બોલ્યો કે ઉત્તમ વ્રત મેં કર્યું. ૨૫ સોળ સોમવાર કરીને મેં શીવ અને પાર્વતીને રાજી કર્યા તેની કૃપાવડે આંગના કોઢ ગયા. ૨૬ આ વ્રતની આટલી મોટાઇ સાંભળીને પાર્વતીજી નવાઈ પામીને બોલ્યા કે મારા કાર્તીક સ્વામી રીસાયા છે માટે હું પણ આ વ્રત કરીશ. ૨૭ પછી પાર્વતીજીયે આ વ્રતનો આરંભ કર્યો. તે પુરૂં થવા આવ્યું કે કાર્તીક સ્વામીને વીચાર થયો કે માતાજીની સાથે રીસાવું ઠીક નથી. ૨૮ એમ વીચારીને કાર્તીકસ્વામી ઉઠયા તે દોડતા દોડતા પોતાનાં મા જે પાર્વતીજી તેની પાસે આવ્યા. તેને જોઇને પાર્વતીજીને સંતોષ થયો ને મનમાં હર્ષ શમાતો નથી. ૨૯ પછી કાર્તીકસ્વામી પોતાની માને કહે છે કે મને વનમાં રેહેતાં ઘણા દિવસ થયા પણ તારા વિના મારાથી હમણાં રેહેવાયું નહિ. ૩૦ આવો વિચાર હમણાં થયો કે માજીનાં દર્શન કરવા જાઉં—આવી મનમાં જે ઇચ્છા થઇ તેનું કારણ શું તે હું ... ૦ પછી પાર્વતી કહેછે કે હે પવિત્ર પુત્ર મેં સોળ ... ને મળવાની તને ઇચ્છા થઈ એ

દિવસ થયા પરદેશ ગયો છે. તેને મળવાની મારા મનમાં ઇચ્છા થઇ છે ૩૪ આવી ઇચ્છાથી કાર્તીકસ્વામીએ વ્રતનો આરંભ કર્યો. તે પુરૂં થતાં તરત ફળ પ્રાપ્ત થયું. ૩૫ એક સુંદરવનમાં સેહેજ ભાવે પેલા મુસાફર બ્રાહ્મણને કાર્તીકસ્વામીએ જોયો ને બ્રાહ્મણ પણ કાર્તીકસ્વામીને જોઇને આઠ અંગવડે મળ્યાં. ૩૬ બ્રાહ્મણ મનમાં આશ્ચર્ય પામીને કાર્તીકસ્વામીને પૂછવા લાગ્યો કે તમે ને હું. માર્ગમાં જતા હતા તેટલામાં મુલાકાત થઇ અને એ નવાઇની વ.ર્તાછે. ૩૭ પોતાના મિત્રને કાર્તીકસ્વામી કહેછે કે મેં મોટું વ્રત કર્યું તેથી તારી મુલાકાત ઓચિંતી થઇ. ૩૮ બ્રાહ્મણ કહેછે કે, વ્રતનો ભારે ચમત્કારછે. ત્યારે તો હું પણ મન અને કાયા વડે એ વ્રત કરીશ. મારે પરણવાની મતલબછે, માટે મને એ વ્રત કહો. ૩૯ કાર્તીકસ્વામીએ તે વ્રત યથાશકિત કહ્યું તે બ્રાહ્મણે સાંભળ્યું. ને મનમાં નક્કી કરીને રીતી પ્રમાણે વ્રત કરીને બીજે દેશ જવા લાગ્યો. ૪૦ તે વ્રત પુરૂં થવા આવ્યું કે તેના કર્મની નવાઇ જેવી ગતીને લીધે માર્ગમાં જેના જેવું બીજું ન મળે એવું એક નગર તે બ્રાહ્મણે જોયું. ૪૧ ત્યાંના રાજા ઘણો ધર્માત્મા હતો, તેને એક સારી કન્યા હતી. તેના તેણે સ્વયંવર માંડયો હતો. ને ભારે "પણ" કરયું હતું.

ફરતી ફરતી પેલો બ્રાહ્મણ બેઠો હતો ત્યાં આવીને તેના ગળામાં વરમાળા ઘાલીને પોતાને માથે બેસાર્યો. ૪૫ આવો આનંદ જોઈને રાજાએ લગ્નમાં આરંભ કરવા માંડયો ને તે વર કન્યાને પોતાને ઘેર બોલાવ્યાં. ૪૬ પછી તે વર કન્યા પરણીને એક મન વડે પોતાને ઘેર રહ્યાં. રાજ કુંવરી મોટાઈ પામીને પેહેલાની હકીકત જાણવાને સારૂં. ૪૭ એક વખતે બેઉ જણાં એકાંતમાં સુખે ઘરમાં હતાં ત્યારે નીરાંતનો સમય જોઈને રાજ કન્યા બોલી. ૪૮ હે ઉત્તમ બ્રાહ્મણ તમે માર્ગમાં ફરતાં હતા તેવામાં હું તમને શી રીતે મળી ને એ તમારાં કયાં સારાં કર્મનો પ્રતાપ તે મને કહો. ૪૯ બ્રાહ્મણ કેહે છે કે સાંભળ. સોળ સોમવારનું વ્રત કરવાથી તારા જેવી કન્યા મને મળી. ૫૦ રાજ કન્યાએ આશ્ચર્ય પામીને આ જે નવું વ્રત સાંભળ્યું તેનો ચમત્કાર જોવાને વ્રત કરવાનો નિશ્ચય કર્યો. ૫૧ પોતાના મનમાં પુત્રની ઇચ્છા કરીને વ્રતનો આરંભ કર્યો, તે વ્રત પુરૂં થયું કે મહાદેવજીએ પુત્ર રૂપી રત્નને આપ્યું. ૫૨ તે પુત્ર કેવો આપ્યો કે સો વર્ષનું જેનું આયુષ્ય બુદ્ધિવાળો, જ્ઞાનવાળો, અનુ- [illegible] નિરક્ત, પુણ્યશાળિ પ્રતાપી અને આદર વડે પિતાની સેવા [illegible] પુત્ર જોઈને પેલો બ્રાહ્મણ સંતોષ

શ્રી મહાદેવજીને પ્રસન્ન કર્યા, તેથી મારા મનની કામના પુર્ણ થઇ. ૫૬ પુત્ર માતા પ્રત્યે બોલ્યો હે મા આ વૃત કૃપા કરીને મને કહો. હું ભકતી અને ભાવવડે મારા મનની ઇચ્છા પૂર્ણ થવાને એ વૃત કરીશ- ૫૭ પુત્ર કહેછે કે, મારા મનમાં એવી ઇચ્છા છેકે, રાજગાદી પર હું ઉતાવળો બેસું, પણ તે એવી રીતે કે તેમાં કંઈ કંકાસ કે દુઃખ ન થાય તે મેહનત પણ પડે નહીં. ૫૮ પછી તેણે પોતાની માને વૃતની હકીકત પુછીને તેણે જેમ કહ્યું તેમ તેમ તે વૃત કર્યું, ત્યારે એક મોટું નગર હતું તેનો રાજા ઘરડો થયો હતો. ૫૯ તેને પેટે છોકરો, ન હતો. પણ એક રત્ન જેવી કન્યા હતી. તેને માટે વીચાર કરીને આ બ્રાહ્મણને પરણાવવાનો નીશ્ચય કર્યો. ૬૦ કન્યા લાવીને વીધીં પ્રમાણે તેનો સ્વયંવર કર્યો ને બ્રાહ્મણને તે કન્યા આપી. તથા તેનામાં સઘળા શારા ગુણ જોઇ પેલા ઘરડા રાજાએ પોતાની ગાદી ઉપર તેને બેસાડયો. ૬૧ એ પ્રમાણે બ્રાહ્મણ રાજ કરવા લાગ્યો ને વૃત કરીને જે ઇચ્છતો હતો તે તેને બેસાડયો, ૬૨ એવામાં ૧૭ સતરમો સોમવાર આવ્યે ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહાવી મોકલ્યું કે પાંચશેર લોટ લઇ તેની ત્રણ બાટી કરીને ઘી ગોળનું ચુરમું કરી જલદીથી દેરામાં મોકલી દેજો. ૬૩ પેલી સ્ત્રીએ તે વાત સાંભળીને વિચાર્યું કે, આવ... મોટા રાજા થઇને દેવળમાં આટલું ચુરમું ... કર્યો એમા તે શી મોટાઇ ...

નાશ થશે. હવે જો તારે રાજનું રક્ષણ કરવું હોય તો એને રાખીશ નહિ. ૬૭ પછી પ્રધાન બોલ્યો કે એસ્ત્રીના બાપનું સ્ત્રીરાજ છે તેને કાઢી મુકીએ તો અમારી નીંદા થાય. ૬૮ ત્યારે શીવજીએ પ્રધાનને કહ્યું કે ત્યારે તું પણ પાપી થઈશ તે રાજ નક્કી ડુબશે, જો એને રાખશો તો આમ થશે. ૬૯ પછી રાજાને પ્રધાને વિચાર કરીને તે કન્યાને કાઢી મુકી તેથી ગરીબડું મોહું કરીને બહુ પસ્તાતી ચાલી નીકળી. ૭૦ મહા દુખીયારી તે બાઈ મનમાં ચિંતા કરતી કરતી ઉઘાડે પગે ઘણે દુર માર્ગે ગઈ ત્યાં તેણે ઓચીંતુ એક નગર જોયું તે નગરમાં આવી પેઠી. ૭૧ એક ગરીબ ડોશીને ઘેર તે રાજકુંવરી રહી. પેલી ડોસી કહે કે હે બાઈ તું સાંભળ એક કામ હું તને કહું છું. ૭૨ આ સુતરની આંટીયો છે તે તું વેચી આવ-હું તને કાંઇક આપીશ, ત્યારે રાજ કન્યા કહે બહુ સારૂં એમ કહીને આંટિયો વેચવાને ચાલી. ૭૩ એ આંટિયો બાંધીને માથે મુકી હતી તેવામાં ઓચીંતો ભારે પવન આવ્યો તેથી બધી આંટિયો ઉડી ગઈ ને તે ઠાલી ચાલી ઘેર પાછી આવી ૭૪ આવીને ડોસીને કહેવા લાગી કે, બધી આંટિયો પવનથી ઉડી ગઈ. ત્યારે ડોસી બોલી જે તું ઉતાવળી અહીંથી જા. ૭૫ ત્યાંથી રાણી ચાલી તે એક તેલ વેચનાર ઘાંચી હતો તેને ત્યાં આવી પણ જે થવા ... તે ડાહ્યા માણસ સાંભળો. ૭૬ પેલા ઘાંચીએ ૪ ચાર ઘડા ... હતા. તે રાજ કન્યાની નજર પડતાં ખાલી

ઘાંચી ઉતાવળે બોલ્યા.

બાઇના આવવાથી તેલ દેખાતું નથી ૭૯ બ્રાંચીએ બહાર કાઢી ત્યારે તે નદી કીનારે ગઈ તેના પાપયોગે બધી નદી સુકાઈ ગઇ. ૮૦ પછી તે વનમાં ગઇ ત્યાં ઓચીંતું એક સરોવર દીઠું. તેમાં નિર્મળ પાણી લેહેરો લેતું હતું એવો વખત જોઇને ગઇ. ૮૧ પાણી ઉપર એની નજર પડતાં સરોવરમાં બધા કીડા, પડી ગયા. એવામાં આજુ બાજુના ગોવાળીઆઓએ પાણી પાવાને ત્યાં ગાયો આણી. ૮૨ ગોવાળીઆના છોકરાઓએ પીવાને સારૂ સરોવરનું પાણી લીધું ત્યારે ઓચીંતા કીડા જોયા, તેથી કીડા પડ્યા છે એમ કહીને તે પાણી ફેંકી દીધું ૮૩ તે વનમાં એક ગોસાંઈ રહેતો હતો. તે પાણી લેવાને આવ્યો. તેણે રાજકુંવરીને એકલી જોઈને પોતાના આશ્રમમાં લઈ ગયો ૮૪ તેની સાથે ગોસાંઈ બોલ્યો કે તું મારી દીકરી બરોબર છે. તારે અન્ન વસ્ત્રની ખોટ નથી. માટે નીરાંત કરીને રહે. ૮૫ પછી તે સ્ત્રી ત્યાં રહીને ઘરના બધો ધંધો કરવા લાગી. તે બાઇએ નાના પ્રકારનાં દુઃખ ભોગવ્યાં. એ વ્રતભંગનો પ્રતાપ છે. ૮૬ અન્ન અને પાણીને જ્યારે તે બાઇ હાથ લગાડતી હતી ત્યારે તેમાં તરત કીડા થઇ જતા હતા. તે જોઇને ગોસાંઈ પોતાના મનમાં આશ્ચર્ય પામ્યો ૮૭ હવે શો ઉપાય જાણવો જેથી કરીને એ દોષ જાય એવો કાંઈ ઉપાય કરવો જોઇએ ૮૮ પછી ગોસાંઇએ અનુ...

તેથી મહાદેવજી પ્રસન્ન થયા

કાંઇ ઉપાય કરવો જોઇએ. ૯૦ શીવજી કહે છે એણે સોળ સોમવારના વ્રતનો ભંગ કર્યો છે, તે દોષવડે કરીને એને આવી દશા થઇ છે અને દુઃખ પડયું છે. ૯૧ ત્યારે ગોસાંઇ કહે છે કે, હે ઉમયાપતિ તમે દયાળુ થઇને એ દોષનો નાશ થાય એવો કાંઈ ઉપાય બતાવો અને એને પુર્વે હતી તેવી કરો. ૯૨ શીવજી કહે છે કે, સોળ સોમવારનું વ્રત કરવાથી એનું પાપ બળી જશે અને નિર્દોષ થઇને પોતાના સ્વામીને મળશે. ૯૩ એવું કહીને મહેદેવજી પોતાને ઠેકાણે ગયા. અને તે બાઇ કેટલાએક દિવસ સુધી તે વ્રત કરવા લાગી. ત્યારે તેના ધણીને ઘણે દિવસે યાદ આ૦ કે મારી સ્ત્રી વનમાં કયાં હશે તેનો ચાકરોથી શોધ કરવું ૯૫ પછી તેણે દેશે દેશ બાતમીદારને મોકલ્યા તેઓ ચાલતા ચાલતા તે વનમાં આવ્યા અને તે સ્ત્રીને ઓળખીને ગોસાંઇ પાસે માગવા લાગ્યા પણ તે કંઇ બોલ્યો નહિ. ૯૬ પછી તે બાતમીદારાએ રાજા પાસે જઇને તે હકીકત કહી. તેથી રાજાને હર્ષ થયો. ૯૭ પછી રાજા અને પ્રધાન બને કંઈ વિલંબ નહીં કરતાં ચાલ્યા મોટા સમારંભથી ત્યાં આવ્યા ને ગોસાઇને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ૯૮ એક બીજાને આલીંગન કરીને વસ્ત્રા ભુષણ તથા મીઠી વાણી વડે રાજાએ જોગીને પ્રસન્ન કરયો. ૯૯ જોગી રાજાને કહે છે કે મારી કન્યાને મેં પીયરમાં પાળી હવે તમે એને પાળો. ૧૦૦ એમ કહીને તે વખતે ગોસાંઇએ તે સ્ત્રી રાજાના હાથમાં આપી ને વેળાએ રાજાને ઉઠીને ગોશાઇને નમસ્કાર કરયા. ૧૦૧ પોતાને હાથે ...ચારી અને પોતે ઘોડા ઉપર બેશીને મંડળ સાથે ...ના નગરમાં આવીને મોટો ઉ-

વ્રત જે કરશે તેના ઉપર મહાદેવજી દયાળુ થઇને એક ક્ષણવારમાં દોષ દારિદ્ર કલેશ સંકટ કાઢી નાંખશે. ૧૦૫ જે કોઇ પોતાના મનમા કાંઇ આશા રાખીને આદરવડે આ વ્રત પુરૂં કરશે તેનો મનોરથ શીવના કૃપાથી પુર્ણ થશે એ સત્ય છે. ૧૦૬ રાઘવ વેંકટેશ કહે છે કે મન ચમત્કાર થયો હતો અને ભાવ ધરીને આ કરવાથી મનકામના સિદ્ધ થાય છે. ૧૦૭ આરોગ્યની વૃદ્ધિ ધન, પુત્ર, પૌત્ર, કન્યા વગેરે જેની ઈચ્છા હોય તે આ વ્રત થી પરીપુર્ણ થાય છે. ૧૦૮ આ સોળ સોમવારની કથા સાંભળવાથી અને પાઠ કરવાથી મહાદેવજી પ્રસન્ન થાયછે એ નકી જાણવું. ૧૦૯ વ્યાસજી સાંભળનારાઓને કહેછે કે. આ કથા જુની છે નવાનથી તેમ કલ્પેલી નથી એ ચતુર માણસોએ સાચું માનવું. ૧૧૦ ઈતી શ્રી રાઘવ વંકટેશકૃત સમાપ્ત સોળ સોમવાર વ્રતની કથા




## સોળ સોમવારનું વ્રત કરવાનો પ્રારંભ.

આસાઢ. શ્રાવણ, માર્ગશીર્ષ તથા માઘ, માસના શુકલ પક્ષના સોમવારે કરવો.

### પૂજા સાહિત્ય.

૧. પંચામૃત. ૭. અબીર
જનોઇ.